# કાવ્યગોષ્ઠી

## પદ્ય સાહિત્ય તરફની રાહ..

|| અંક - ૨ || ઓક્ટોબર - ૨૦૧૬ || સળંગ અંક - ૨ ||

-: સંપાદક :-

સુલતાન સિંહ 'જીવન'

Happy diwali

To all readers...

## ઓક્ટોબર અંકમાં

માણો થોડુક વધું રસસભર સાહિત્ય






પારૂલ ખખ્ખર
[ નવી ચહેરી ]



સાકેત દવે
[ફાસ્ટટ્રેક ઇન્ટરવ્યુ]



વિનોદ માણેક
( નવી ચહેરી )




# કાવ્યગોષ્ઠી

~ પદ્ય સાહિત્ય તરફની રાહ ~

| વર્ષ : ૧ | અંક : ૨ | સળંગ અંક – ૨ |

| ઓક્ટોબર – ૨૦૧૬ |

~ સંપાદક ~

## સુલતાન સિંહ

## કાવ્યગોષ્ઠી ટીમ

મેહસાણા – ૩૮૪૦૦૨

મોબાઈલ – ૯૯૦૪૧૮૫૦૦૭

kavygoshthi@gmail.com

http://kavygoshthiblog.wordpress.com

Megazine Disign By Sultan Singh

## કવિતામાં બંધારણ કરતા પણ પહેલા એમાં કવત્વ હોવું જરૂરી છે...

સુલતાન સિંહ 'જીવન'

આજે પણ પ્રસ્તાવના લખતી વખતે સ્ફુરેલી યાદોમાં એ વ્યક્તિ હંમેશા હાજર રહેશે જેના કારણે જ કદાચ મને આ ભવ્ય નામ મળ્યું અને અહીં સુધી આવી શકવા દરેક પગલે સાથ અને સહકાર તેમજ જ્યારે પણ પડતો ત્યારે એ હાથ સદાય મારી સામે મને ફરી ઉઠવા મદદરૂપ થયો. જેમણે પોતે તો શાળાના કદાચ દરવાજા પણ નથી જોયા છતાં મને દિલ્લી વિશ્વવિદ્યાલય સુધી પહોચવા માટે પાંખો આપી અને હિંમત પણ એવા ઈશ્વર તુલ્ય પિતાને કાવ્યગોષ્ઠીના બીજા અંકની પ્રસ્તાવના વખતે ત્રીજી પુણ્યતિથિ પર વંદન.

"જરૂરી નથી કે એ દરેક પળે મારી સાથે ચાલતા રહે,
પણ, હું ખુશ હોઉં અને મારી ખુશીમાં મહાલતા એ રહે..."

સર્જક પોતે પોતાના મનના વિચારોને એના જીવનના ભાવ અને અનુભવો સાથે ગૂંથીને રચના કરતો હોય છે. એમ આપને આગળના અંકમાં વાત કરેલી પણ જેમ ઉપર જણાવ્યું એમ ***'કવિતામાં બંધારણ કરતા પણ પહેલા એમાં કવત્વ હોવું જરૂરી છે...'*** પાછલા દિવસોમાં ગાંધીનગર ખાતે આયોજિત કાવ્ય લેખન શિબિરમાં કાવ્ય વિશે ઘણું ખરું શીખવા મળ્યું. જેમાં મનોજ શુક્લા, ભાગ્યેશ જહાં, અમૃતભાઈ જેવા આયોજકો તેમજ કવિ શ્રી માધવ રામાનુજનું માર્ગદર્શન આશીર્વાદ સ્વરૂપ રહ્યું. હવે મૂળ વાત છે કાવ્ય અને બંધારણ અંગેની. લોકો હંમેશાથી કહેતા આવ્યા છે કે બંધારણ વગરનું કાવ્ય માન્ય નથી ગણાતું કદાચ એ સાચું હોય પણ સંપૂર્ણ સત્ય ક્યારેય નથી. કોણ જાણે છે કે બંધારણ કરતા પહેલા કાવ્યત્વ ઉદ્ભવ્યું હશે. કદાચ જ્યારે પ્રથમ કાવ્ય લખાયું હશે ત્યારે બંધારણ હયાત નઈ હોય પણ હા કાવ્ય તો ત્યારે પણ રચાયું જ હશે. બંધારણ જરૂરી છે એ વાત પણ સાચી પણ બંધારણથી પહેલા જે જરૂરી છે એમાં દિલના ઊંડાણમાં થતો ચમત્કાર(વિચારોનો ઓચિંતો ઉદ્ભવ જે પ્રેરણા અને કાવ્ય માટેનો આધાર બને છે.) અને શબ્દોમાં કાવ્ય તત્વ હોવું વધુ આવશ્યક છે. તો આજથી બંધારણની આંધળી દોટ છોડીને આપણે આ બંને તત્વો પાછળ ચાલવા લાગીએ. કારણ કે મર્મ વગરની બંધારણ શબ્દોની ગોઠવણ સિવાય કઈ જ નથી ગણાતું અને એવી ગોઠવણ બંધારણમાં હોવા છતાં એ કાવ્ય નથી ગણાતું. પણ કદાચ એમાં મર્મ હશે અને ભલે બંધારણ નઈ જળવાય તો કદાચ એ કાવ્ય ગણાઈ જશે... આપને એવા કાવ્યો જ બનાવવા અને આવનાર પેઢીને આપવા છે...

~ સુલતાન સિંહ 'જીવન'

[ સંપાદક ]

## વાચક વર્ગને પ્રણામ....

ગુજરાતી સાહિત્ય સાચા અર્થમાં જીવંત અને અવિરતપણે ધબકતું રહે તે માટે અત્યારે સોશીયલ મીડીયાનાં ઉપયોગ વડે વોટ્સએપ પર 'કાવ્ય ગોષ્ટિ' નામથી એક પદ્ય સાહિત્યક ગૃપ ચાલી રહ્યુ છે. નવોદિત કવિઓ અને ભાવકો આ ગ્રુપમાં સામેલ થઈ શકો છો.. વિસ્તૃત માહિતી મેળવવા માટે નીચે મુજબ સંપર્ક કરી શકો છો.

Contacts :-

kavygoshthi@gmail.com

http://kavygoshthiblog.wordpress.com

Admin :-

http://vichaarvrund.wordpress.com

## -: લાગણીનો તાર :-

કવિ અને બધા જ સહકાર આપનાર વડીલો, મિત્રો અને ભાવકોનાં અમે હરહંમેશ ઋણી છીએ. સહિત્યમાં નવુ સર્જન કરવું એ એક તપ કરવા બરાબર છે. અને આ તપનું ફળ અમારા ગ્રુપને અત્યાર સુધી મળ્યું છે તો એનું રૂણ ઉતારવું કેમ શક્ય બને, એ માટે અમારી ટીમ સદા આવા ઉતમ સર્જકોની આભારી રહેશે.

~~ કાવ્ય ગોષ્ટિ ટીમ ~~

# અનુક્રમણીકા



## પારુલ ખખ્ખર

જા હવે તું આજથી આઝાદ મન,
રાખ એને યા કરી દે બાદ મન.

આમ તો પોલીસ થઇ ખિજાય છે,
આમ ખુદથી નાસતું ઉસ્તાદ મન.

ના રહે કાંઠે કે ના ડૂબી જતું,
માત્ર માણે સ્હેલ ને વરસાદ મન.

થાય મોડું તો ય ચીલા ચાતરે,
હાથ માંગે કે કરે ના સાદ મન.

લાલ,લીલો હોય ગેરુ કે સફેદ,
સપ્તરંગે સાધતું સંવાદ મન.

આગ સાથે રહી બરફતા સાચવે,
એટલે સાબિત થયું અપવાદ મન.

રણઝણી ઉઠતાં કવન સૌ સામટા,
આપતું ક્યારેક એવી દાદ મન.

—પારુલ ખખ્ખર

રૂડા આવ્યા છે ટાણા રે કલમને ડાળખી ફૂટી,
મંગાવો ગોળધાણા રે કલમને ડાળખી ફૂટી.

થયું છે અવતરણ એવું ધમાકેદાર શબ્દોનું,
પિગળશે આજ પાણા રે કલમને ડાળખી ફૂટી.

ફરી કોઇ અધરની ફૂંક ઇજન લઇ ઉભી તત્પર,
ફરીથી પાડ કાણા રે કલમને ડાળખી ફૂટી.

મળ્યો છે રામજીનો સ્પર્શ કે સંજીવની બૂટી,
સજીવન થ્યા છે ગાણા રે કલમને ડાળખી ફૂટી.

હતું જે બીજમાં તે વૃક્ષમાં થઇ બીજ ઉગ્યું છે,
ઉકેલાયા ઉખાણા રે કલમને ડાળખી ફૂટી.

—પારુલ ખખ્ખર

# સુલતાન સિંહ



કાગળ ભલે સાવ કોરો હોવો જોઈએ,
નહિં લાગણીને કિનારો હોવો જોઈએ,
તારો મારો સાથ ભલે કદી ના શકય,
સંવેદનોને હવે પનારો હોવો જોઈએ,
ભલે પ્રેમના સ્થંભો સર્જતાં રહે લોકો,
આપણો ઊંચો મિનારો હોવો જોઈએ,
ભલે ને ખેલ ખેલી જાય દિલથી મારા,
જમાનોય ત્યારે ધુતારો હોવો જોઈએ,
તું કર્યા કરે વાત સમયની જ વારંવાર,
સમય તારોય બિચારો હોવો જોઈએ,
આમ ભલે વારંવાર તુ બધુય માનતી,
પુછાય તયારેય હોંકારો હોવો જોઈએ,
ભલે ને તારા દિલમાં સુર નથી પ્રેમના,
જરીક સરખોય ભણકારો હોવો જોઈએ,

~ સુલતાન સિંહ 'જીવન'

સાતેય સમંદર પાર કરે છે છતાંય,
આપણો જ આપણને વાર કરે છે,

જ્યા પોતાના કર્મોનો હિસાબ નથી,
એજ પાખંડી આજે સવાલ કરે છે,

જ્યા ગજવે ખાવાનાય ફાંફા હતા,
એવા લોકો જ ટણી જોરદાર કરે છે,

લ્યો હદ થઈ ગઇ છે આ સંસારમાં,
માણસ માણસને પણ ઠાર કરે છે,

માણસાઈ સાથે જે ભુલ્યો છે સબંધ,
હવે ભગવાનને નામે પ્રચાર કરે છે,

રચાઈ ગયો સંસારતો ઇશ્વર દ્વારા,
હવે બિચારો પોતે હાહાકાર કરે છે,

~ સુલતાન સિંહ 'જીવન'

ઓચિંતા એનાં વિચારો દિલમાં આવે,
ને આમ લાગણીઓને તડપાવે ત્યારે,
એને સરજીકલ સટ્રાઇક કેમ ન કહેવાય...?

ભલે ને દેશની સીમાઓ પર નહીં થાય,
દિલની દુનિયા જ આવી લૂંટી જાય ત્યારે,
એને સરજીકલ સટ્રાઇક કેમ ન કહેવાય...?

એ આમજ આવી જાય લાગણી વિહીન,
પછી એમા પ્રેમના હમલા કરી જાય ત્યારે,
એને સરજીકલ સટ્રાઇક કેમ ન કહેવાય...?

આવા સમયે દિલની વ્યથા પર સવાલ,
જવાબો, ને પ્રુફ પણ કોઈ ન માંગે ત્યારે,
એને સરજીકલ સટ્રાઇક કેમ ન કહેવાય...?

વાત માત્ર અહિં અંદર ઘૂસી જવાની નથી,
પ્રેમના નામે દિલને દૂભાવી જાય છે ત્યારે,
એને સરજીકલ સટ્રાઇક કેમ ન કહેવાય...?

જીવનબાગની એકધારી ચાલતી સફરમાં,
એ સુગંધ ફેલાવી, ફૂલોનો વિનાશ કરે ત્યારે,
એને સરજીકલ સટ્રાઇક કેમ ન કહેવાય...?

~ સુલતાન સિંહ 'જીવન'

કોણ કહે છે કે ગઝલમાં પણ સણગાર થવા જોઈએ,
લાગણી અને શબ્દોના તિર આરપાર થવા જોઈએ,

છંદ, અલંકાર અને પ્રાસ બેસાડતા ભલે ના આવડે,
પણ શેર એનાં દરેકે દરેક અસરદાર થવા જોઈએ,

નામો પણ રદીફ, કાફિયા કેવા વિચિત્ર લાગે ને હવે,
લાગણી ને શબ્દોના વાર, ધારદાર થવા જોઈએ,

ભલે એમા માત્રાના મેળ કે અક્ષરના મેળ નાં હોય,
વાંચનારના દિલના ઝખ્મો તારતાર થવા જોઈએ,

કદાચ શબ્દાનું પ્રાસ કે અંત્યાનુ પ્રાસ નાં જળવાય,
લાગણીઓમાં શબ્દો પણ ભરાવદાર થવા જોઈએ,

કહે છે મહોબત કે ઇશ્કને યાદ નથી રાખતી દુનિયા,
પ્રેમ એવો કરો ચારેકોર એના ચકચાર થવા જોઈએ,

ગમતા વ્યક્તિ સાથે ભલે જોડતા રહો દિલના તાર,
પણ ક્યારેકતો દૂશમનો પણ દિલદાર થવા જોઈએ,

પડ્યા રહેશે ફાસ્લા અહિં આ સંબંધોની જ સડકો પર,
હવે આ બધાય બંધનો પણ ચકનાચૂર થવા જોઈએ,

~ સુલતાન સિંહ 'જીવન'

મળી શકાય તો આવજે,
ક્યારેક...
શરત બસ એટલી,
જગ્યા એવી હોય,
જ્યાં તને દુનિયા,
કે સમાજની,
પરવા ના હોય...
મારે બસ તને,
મળવું છે,
તારી દુનિયા કે,
સમાજને નઇ...
તો જ્યાં તું માત્ર,
તુજ બનીને આવી શકે,
ત્યાં મળજે,
એકવાર,

~ સુલતાન સિંહ 'જીવન'

કાંટા ની ક્યાં પરવાં અમને
ખપે ગુલાબી પ્રીત સુવાસિત..
જલવાનું તો કિસ્મત છે અમારી ,,
જલીએ કદીક શમાં તો કદીક પરવાના થઈ..!!

તમારા મોકલેલ ગુલાબ સાથે સાથે,,
કાંટા પણ છાતી સરસા ચાંપ્યા છે..!!

માત્ર તમારા ગુલાબ જ નહીં
ભેળાં કાંટા પણ સાચવી રાખ્યા છે..!!

કાંટા જ સાચવે છે તારા વિયોગની એ ક્ષણોમાં ,,,
બહેકવા નથી દેતાં જીવનની અઘરી ક્ષણોમાં ...!!

(તૃષ્ણા).

અહિંસા નગરને અમર કોણ કરશે,
બગીચે ફુલોની ચદર કોણ કરશે.

વિના સાથ આખર સફર કોણ કરશે *
અલૌકિક પ્રણય ની કદર કોણ કરશે

કરે નહિ હવે રામ વનવાસ જગમાં,
પિતા નાં વચનની ડગર કોણ કરશે.

લુભાશે ના સીતા જો સુવર્ણ હરણથી,
દશાનન નાં મદ ની ખબર કોણ કરશે

રિસામણું નહિ કરે શક્તિ જો શિવથી,
શક્તિ પીઠ બાવન નગર કોણ કરશે. #

(તૃષ્ણા )

પ્રથમ તો તમે રણ થઇ વિસ્તર્યા,
ને પછી ઝાંઝવા મળ્યાં ની ફરિયાદ છે....!!
મીઠી લાગણી નાં તળ ઉલેચી નાખ્યાં,
ને પછી ખારાં જળ મળ્યાં ની ફરિયાદ છે....!!
શીળાં છાંયડા કાપી નાખ્યાં સ્નેહ નાં
ને પછી ધોમધોમ તાપ મળ્યાં ની ફરિયાદ છે...!!

(તૃષ્ણા)






ક્યાંક તો છપાયું હશે એ નામ શોધું છું,
કાયમી મારો હોય જ્યાં મુકામ શોધું છું.

તરસ મારી છીપાય જન્મોજન્મની,
કોઇ નજરનો મળે એ જામ શોધું છું.

ગુનેગાર ઠરું કોઇ પરવાં ના જગતની,
મળે મને મારો સાચો અંજામ શોધું છું.

વિસરાયું નથી જે બાળપણ ને ભોળપણ
લાપતાં થયેલાં માસુમ સવાલ તમામ શોધું છું.

હજીયે કંઇક જખ્મોં નાસુર બની જીવે ભીતર,
આપે રાહત જરી તારા 'સ્પર્શ, નો બામ શોધું છું.

શલ્યાં બની યુગો સુધી ખોડાઇ રહી રાહમાં
અહલ્યાં ના અરમાન લઇ રાહમાં રામ શોધું છું . .!!

(તૃષ્ણા).

तुमसे मिलने के बाद,
हर शाम सुहानी लगी.
हर सुबह एक नझम सी,
हर शाम गीत गुनाने लगी.

हर लम्हा वफाका पैगाम लाया,
हर दिन जींदगी मुस्कुराने लगी.

जीने का मजा तो तब आने लगा,
तेरी सिलसिलेवार चाहते जब बढी.

पाके तुझे हर खुशी मुस्कुराने लगी.
जींदगी अब तो इक गझल सी सजाने लगी,

तेरे साथ ही हों जींदगी की आखरी शाम,
ख्वाहिशें ये दिल मैं जिंदगी जगाने लगी...!!

(तृष्णा )

Megazine Disign By Sultan Singh

જાગવું પળવાર કેવળ હોય છે કંઈ પણ કશું હોતું નથી
હે ભગત ઝબકાર કેવળ હોય છે કંઈ પણ કશું હોતું નથી

ગેબનો ભણકાર કેવળ હોય છે કંઈ પણ કશું હોતું નથી
હોય તો અણસાર કેવળ હોય છે કંઈ પણ કશું હોતું નથી

આત્મ મંથન જે સહજ સાધી શકે આ જિંદગીમાં માનથી
એ દિલે રણકાર કેવળ હોય છે કંઈ પણ કશું હોતું નથી

ચિત્ત બુદ્ધિ ગર્વ ગાળી તાર જોડે ગુઢ જ્ઞાનમાં ભાનથી
અંતે ત્યાં ધબકાર કેવળ હોય છે કંઈ પણ કશું હોતું નથી

સાચનો જો સામનો છે જિંદગી તો સાથ લે સત્કાર્યનો
વાતમાં પડકાર કેવળ હોય છે કંઈ પણ કશું હોતું નથી

માનવીને માતબર જો પામવું હો ચાલતા રે'વું પડે
ચાલમાં વણઝાર કેવળ હોય છે કંઈ પણ કશું હોતું નથી

સાચની સૂરત અહીં જેના હ્રદયમાં હર ક્ષણે વસતી 'સરલ'
આતમા કલદાર કેવળ હોય છે કંઈ પણ કશું હોતું નથી

.... સરલા સુતરિયા 'સરલ '

મેલ ના રાખશો મનમાં એમ જે કહે છે
પુસ્તકો એને ત્યાં ધૂળ ઢાંક્યા મળે છે

દીકરી દીકરો સરખા એમ સૌ કહે પણ
પૂત્ર જન્મે પેંડા બેટી ગર્ભે મરે છે

ધીખતી આગ અંગાર આગોશમાં પણ
ગર્ભમાં હો બેટી સ્રાવ કરવો પડે છે

ખળભળે અંતરે કો' અદીઠ ભયની વાણી
પારકી છે અને પારકુ ઘર રહે છે

આંસુ છુપાવે લૈ ભાર આખા જગતનો
દીકરી જન્મનો ભાર આંખથી વહે છે

લાડકી છે, હ્રદયમાં વસે છે છતાં પણ
કોઇ ગુઢ ભય મનોમન પજવતો રહે છે

વીરની જનની ને ખુદ વીરાંગના તું
ઊઠ, વીરત્વ સામે તો હર નર નમે છે

સરલા સુતરિયા 'સરલ'




## ગીત – તળા ખોલીયે રે...

મળે કુંચી તો તાળા ખોલીયે રે
બંધ પટારે જાત તોલીયે રે સખી
મળે કુંચી તો તાળા ખોલીયે રે

યુગો વિત્યા ને વિતી છે રાતડી
ઊગતાં સૂરજની ખોલી છે ગાંસડી
કિરણોના પાશમાં ને હળવા ઊજાસમાં
ૐકારે મસ્ત થઈ ડોલીયે રે સખી
મળે કુંચી તો તાળા ખોલીયે રે

ગુરૂજી મરમી છે તાળા તપાવશે
કુંચીના આંટામાં મરમ ભણાવશે
ગગન ગોખના ગેબી ભણકારે
સોહમના મંત્રજાપ બોલીયે રે સખી
મળે કુંચી તો તાળા ખોલીયે રે

રોપવો મારે ગગન ગોખમાં
ધરતીમાની પવિતર કોખમાં
એક વિચાર એવો અહમ્ તોડવા
ઊપરી પડ જરા છોલીયે રે સખી
મળે કુંચી તો તાળા ખોલીયે રે

સરલા સુતરિયા "સરલ

જાય છે ક્યાં આ ડગર કોને ખબર.
પૂર્ણ થાશે ક્યાં સફર કોને ખબર.

મૃત્યુ પામે જે હૃદયમા હર ઘડી
શું અજાણી કબર કોને ખબર.

મૌજથી જીવી લઉ આ જીંદગી
કેટલી બાકી ઉમર કોને ખબર

ફૂલની માફક ખરી જાઉ હવે
છે ભમરની કગર કોને ખભર.

આઇનાની જેમ સુંદર છું હવે
લાગસે કોની નજર કોને ખબર

આંખથી એ તીર સમ ઘાયલ થયો
આ નશો છે કે ઝહર કોને ખબર

હૂંફ પણ પામ્યો નથી"સર્જક"જરા
લાગણીમા છે કસર કોને ખબર

-ગૌતમ પરમાર 'સર્જક'

નામ રાખીને નવી પહેચાન આપે છે મને.
રામ બોલી ધર્મનો રહેમાન આપે છે મને.

ના કરો અળગા હૃદયને સ્નેહ મિલને પ્રેમમાં,
આ વિરહ તો દર્દનો અહેસાન આપે છે મને.

પ્રેમ સાગરમાં કિનારો લાગણીઓને નથી,
શાંત લહેરે આ હૃદય તૂફાન આપે છે મને.

ગાઢ નિંદ્રાએ હું કાયમ એ કબરમાં પણ રહું,
જે શયનમાં ખ્વાબ જાજરમાન આપે છે મને.

જ્યાં પ્રયત્નો આપઘાતી જિંદગી સર્જક કરે,
મૃત્યુ મારુ ત્યાંજ જીવનદાન આપે છે મને.

-ગૌતમ પરમાર 'સર્જક'

આશુઓને નયન મળે ના મળે ફેર શું પડે...!!
લાગનીને સ્વજન મળે ના મળે ફેર શું પડે...!!

શ્વાશને કારણે ફકત લાગુ જીવિત હું પણ અહીં,
જિંદગીને નિધન મળે ના મળે ફેર શું પડે.

ખ્વાહિશો જ્યાં સદા મરી,બાળતો મનને હું પછી,
એક તનને દહન મળે ના મળે ફેર શું પડે.

ચાલ લઇ જાવ ઊંચકી,આજ સમશાનમાં હવે,
મૃત્યુ પર કોઈ જન મળે ના મળે ફેર શું પડે.

ઝંખના ક્યાંય તૃપ્ત આ,જિંદગીની થઇ નથી,
લાશ ફરતે કફન મળે ના મળે ફેર શું પડે.

- ગૌતમ પરમાર 'સર્જક'

શ્વાસ તો ચાલે
આવજાવ હવાની
આ જ જીંદગી

ઉર્વીશ સવાણી 'શીવ'

શબ્દ પીંછીને હવે વાંચા મળે..!!
ચિત્ર દોરેલા બધા પાછા મળે..!!

કોઈ શાયર ના જનમ લૈ અહિ પછી,
આ વિરહના દર્દ જો આછા મળે..!!

પ્રેમનું અસ્તિત્વ આ મળશે પછી,
કૃષ્ણને અહિ જો ફરી રાધા મળે..!!

લાલસા છોડે ફકત ખુશ્બૂ હવે,
ફૂલ સાથે ના પછી કાંટા મળે..!!

થઇ વિરોધી હું લડું "સર્જક"ની સંગ,
મિત્ર સૌ જો જીવને સાચા મળે..!!

-ગૌતમ પરમાર 'સર્જક'




એ હવે આ વાતમાં પડતા નથી.
નિંદમાં પણ સ્વપ્નને રળતા નથી.

ખાય છે ચાડી હવે આ ઓશિકા,
આંખમાં અશ્કો વડે રડતા નથી.

થાય છે આભાષ કેવો આંખને,
ક્ષિતિજે પણ હું ને તું મળતા નથી.

ઋતુ બદલાશે વિરહની કઈ રીતે,
પાનખરના ફૂલ તો ખરતા નથી.

છોડ તારા પ્રેમનું તાવીજ આ,
યાદને તો કોઈ ગ્રહ નડતા નથી.

દર્દ કેરા મોક્ષની લાલચ હતી,
મોત એવી કે હવે મરતા નથી.

રાત લઇ આવે છે ક્યાં "સર્જક" તને,
યાદના જ્યાં સૂર્ય પણ ઢળતા નથી.

-ગૌતમ પરમાર 'સર્જક'

રવિ આથમે
જીંદગી નથી પૂરી
આગળ વધ

ઉર્વીશ સવાણી 'શીવ'

હોય શ્રધ્ધા ને સબુરી સાથમાં
સાંઈને પામી શકો પળવારમાં.

એમ એ તલવાર જેલની નમી
એકતારાના અહો રણકારમાં.

જે નમે છે તે પ્રભુને પણ ગમે
જે અહમ્ આ છૂટશે સંસારમાં.

ના અમારું ન તમારું કૈં અહીં
રામની છે આ રમત દરબારમાં.

ચાલ 'ચાતક' પામવા હો રામને
નામ સ્મરણ થાય જો ધબકારમાં.

- વિનોદ માણેક ' ચાતક'

રંગમાં હું ગુલાલ થૈ આવું
સ્વર, લય સંગ તાલ થૈ આવું.

શબ્દ છું એમ કેદના થાઉં
નાદ આ બ્રહ્મ ખ્યાલ થૈ આવું.

તેજ એવું મળે, તિમિરના હો
જ્યોત એવી કમાલ થૈ આવું.

રાહ સાજન તણી સદા જોઈ
સર્વ વ્યાપી સવાલ થૈ આવું.

ગોપી -ગોપી ફરી ચાહે તો
વ્રજનો હું લાલ થૈ આવું.

- વિનોદ માણેક 'ચાતક'

તું ભાર લૈ શાને ફરે, ઠાકર કરે ઇ ઠીક છે,
સંસાર છે ચાલ્યા કરે, ઠાકર કરે ઇ ઠીક છે.

અટકળ બધી છે ગાંઠ વાળી રાખજે ના તું કદી,
ને સત્ય બીજું પણ ઠરે, ઠાકર કરે ઇ ઠીક છે.

લૈ કૈંક ક્ષણે મેં તને હે જિંદગી ચાહી હશે,
છે, આયખું તો એ સરે, ઠાકર કરે ઇ ઠીક છે.

તડકાં અને છાયાં બધું આવ્યા કરે આ માર્ગમાં,
શાને બધી ચિંતા કરે, ઠાકર કરે ઇ ઠીક છે.

ખાધી હશે કૈં ઠોકરો, રસ્તો મુસાફરને કહે,
રસ્તો પછી મંઝીલ ધરે, ઠાકર કરે ઇ ઠીક છે.

જો હોય પ્રગટાવ્યો તમે દીપક કદી શ્રધ્ધા તણો,
એ જ્યોતમાં દિવેલ ભરે, ઠાકોર કરે ઇ ઠીક છે.

શબરી સમી પ્રતિક્ષા હશે તો રામ દ્વારે આવશે,
તો મોક્ષને જીવ આ વરે, ઠાકર કરે ઇ ઠીક છે.

- વિનોદ માણેક 'ચાતક'



બધાંને સતત આ નગરમાં ઉતાવળ.
દિવસ - રાત સરખી સફરમાં ઉતાવળ.

વિરહમાં ઉતાવળ, મિલનમાં ઉતાવળ,
મળી ના મળી ત્યાં નજરમાં ઉતાવળ.

ઉતાવળ હવામાં, ઉતાવળ ઘટામાં,
ચમનની ગુલાબી અસરમાં ઉતાવળ.

છપાતી રહે છે, ભૂલાતી રહે છે,
ખુશી - ગમ ભરેલી ખબરમાં ઉતાવળ.

ઘડીનાં ટકોરે મહોબ્બત રચાશે,
જિગરમાં, નજરમાં, અધરમાં ઉતાવળ.

ઉતાવળ ભરી છે, જગતની પળો આ,
જનમ - મોત, ઘર ને કબરમાં ઉતાવળ.

–'વિનોદ' માણેક "ચાતક"

વગર અવાજે
તુટ્યુ સ્વપ્ન
વહ્યુ રક્ત
કોઈ જોઈ ન શક્યું
કોલાહલ જોઈ
ચુપચાપ
લુછી અશ્રુ
ગયુ પાછુ.
~ લતા કનુગા

અફવામાં શું છે સચ્ચાઈ, ના હું જાણું ના તું જાણે
દરિયાની શી છે ગહેરાઇ, ના હું જાણું ના તું જાણે.

આમે પામી શક્યુ છે શું તારી માયા હે હરિ !
કેવી છે આ અખિલાઇ, ના હું જાણું ના તું જાણે.

ચાદર વણતાં વણતાં નામ તમારું વણી લીધું'તું
કેવી છે આ કબીરાઇ, ના હું જાણું ના તું જાણે.
રાધા ગોતે વ્રજમાં, મીરા જોગન થૈને ફરતી
તારી લીલા કન્હાઇ, ના હું જાણું ના તું જાણે.

આમે 'ચાતક' નજરે નિરખી, અનારાધારી વરસ્યો'તો
તરસી કેવી તન્હાઇ, ના હું જાણું ના તું જાણે.

- વિનોદ માણેક 'ચાતક'

દિવાઓની આવલી એટલે દિપાવલી,
તો,દુઃખોની આવલી એટલે દુઃખાવલી.

શુભપર્વે મનાવી મેં દુઃખાવલી,
કેમ,કે ન થઈ સ્નેહીઓની પધરામણી.

દિવાળીમાં દિવાના સ્થાને,
પ્રગટ્યા મારા હૈયાના દુઃખદિવા.

સરભરાના સાધનો સર્વ અવનવા,
પણ, સ્નેહીઓ ક્યાંથી કાઢવા.

કેમ,કે ગયા'તા બધા રજાની મજા માણવા,
ટ્રેન ને નવી નક્કોર કારમાં દૂરમાં જવા.

મૂલ્યવાન તહેવારોનું થયું છે મરણ,
ને નીકળી પડ્યા છે,બધા દેશ-વિદેશનું કરવા ભ્રમણ.

આ છે આજની દિવાળીની કફોડી સ્થિત,
બિચાળી દિપાવલીની દુઃખાવલી જેવી પરિસ્થિતિ.

-"પ્રકૃતિ" આકાંક્ષા

પાસે નથી એવી,
લાગણીઓની લ્હાણી કરી જોઈ છે.
સ્વેચ્છાએ સ્વીકારો,
તો ભલે,બાકી
અમે, અંતરના અત્તર થી,
એક,
મઘમઘતી લ્હાણી કરીને,
લાગણીઓને ખોઈ જોઈ છે...

-"પ્રકૃતિ" આકાંક્ષા

સ્વતંત્ર હોય એક  વિશાળ દરિયાકિનારો
ન હોય જેનો કોઈ આરો કે ઓવરો.
કિનારાની એ રેતી, હોય મને એમ કહેતી...
તું શું કામ અહીં નથી રહેતી?
પ્રત્યેક મોજાનો એક નવો ઉન્માદ હોય
ને, મોજાના ઘૂઘવાટ છતાંય... નીરવ આનન્દ હોય...
શું મળી શકે ક્યારેય આવો શાંતિપ્રિય દરિયા કિનારો?

શું તમને ખબર છે?
દરિયો પણ દિવસમાં આપણી જેમ-
ત્રણવાર અનોખા શ્રૃંગાર કરે છે.

એક સૂર્યોદય વખતે
ત્યારે,મસ્તીખોર સોનેરી દરિયો કેવો સોહામણો લાગે છે ને!
એમ લાગે જાણે કિંમતી ઝવરાતો સમગ્ર દરિયા પર પથરાઈ હોય.

ને બીજો શ્રૃંગાર સૂર્યાસ્ત વખતે
જયારે, સૂર્ય લાલ લાલીમાં પાથરતો આથમે છે.
ત્યારે મંદ-મંદ સૂર્યકિરણો દરિયાના સૌંદર્યને જાણે એમ કહેતા- હોય
કે "આવજે" દરિયા આજે તો હું તને ચમકાવીને થાકી ગઈ...
પણ, કાલે ફરી મળીશું નવા તરવરાટ ને જોમ સાથે..

ત્રીજું સૌંદર્ય છે ચંદ્રોદય વખતનું
રાતના તિમિરમાં જયારે, એક પણ લાઇટોની રોશની ન હોય...
ત્યારે , ચન્દ્ર પોતાની શીતળ ચાંદનીનું પ્રતિબિંબ દરિયામાં જુએ છે...
ને, આમ દર્પણ બનેલો દરિયો તો...ચાંદની કરતા પણ વધારે આહલાદક લાગે છે....

-"પ્રકૃતિ" આકાંક્ષા..

પ્રથમ વરસાદની એ ખુશનુમા મહેક,
શેરીઓમાં નીકળતા છોકરાઓનાં ટોળાં,
ટી.વીને લેપટોપના ફોટાઓમાં ક્યાંથી?

લીલાછમ્મ પર્ણમાંથી ટપકતાં ટીપાને-
હાથમાં ઝીલવાનો આનંદ..
આર્ટિફિશિયલ એવા ફ્લાવરવાઝમાં ક્યાંથી?

કાગળની હોડીને પાણીમાં ચલલાવવાની મજા..
શહેરમાં ક્યાંથી?

વરસતા વરસાદમાં વડવાઈઓમાં હિંચકવાની મજા,
ને પાણીમાં છબછબિયાં કરવાનો આનંદ,
એસેલવર્લ્ડ કે કોઈ પાર્કની રાઈડોમાં ક્યાંથી ?

અનિચ્છાએ જ આકાશ આપણને ભીંજવે,
એવી મજા સ્વિમીંગપુલમાં ક્યાંથી?

વરસાદી ઝાપટાને મનભરીને માણો,
ફરી આવી પળ મળશે ક્યાંથી?......

-"પ્રકૃતિ" આકાંક્ષા



સ્નેહની સોય કોઈ એવી ભોંકાવી જાય છે.
ભેટમાં આવી પીડાના પડીકા'ય મળતા જાય છે.

સોય છે તો'ય ક્યાં પીડા આપતી જાય છે.
શિથિલતાની શાલ મને કોણ ઓઢાડી જાય છે.
એ તો સોયની અણીને સથવારો દેતી જાય છે.

સ્વીકાર્યા મેં પડીકા પીડાના, અરે! કો'ક કંઈક તો દઈ જાય છે.
મોંઘી ભેટો ચૂભવાની, ખુંપવાની કેવી અમને મળતી જાય છે.

સારું હતું જે એ બધુંય આજ ચુભતું જાય છે.
વેંઠે છે વેદના પોતે ને મને મલકવાના મલમ લગાડતા જાય છે.

-"પ્રકૃતિ" આકાંક્ષા

# શૈલેષ કાલરિયા 'દોસ્ત'



## શી ખબર ???(ગઝલ)

કેમ પહોંચ્યા નહીં તળ શી ખબર !
ફૂલ માર્ગમાં થશે ફળ શી ખબર !

ફીલમ ફોટા જોઈ મોહ્યા'તાં અમે,
કેશકલા મઢાવેલ હશે છળ શી ખબર !

આવ્યા'તા ભીની આંખોમાં ન્હાવા,
ફકત શોભાનો હશે નળ શી ખબર !

અમે ને અેય સાચા તો દોષી કોણ ?
જુવાનીની અે હશે ચળ શી ખબર !

કયાં વિકલ્પ જ હતો ના કહેવાનો,
હા કે'વાની જ હશે પળ શી ખબર !

ચાલું બંધ થતો રહ્યો હું યંત્રવત ,
અેના હાથમાં હશે કળ શી ખબર !

ખાલી થયો તોય ભારે કેમ લાગું ?
પ્રેમનેય થોડું હશે દળ શી ખબર !

## પવિત્ર નદી

રોજ ખળખળ વહે છે નદી,
મારા હૃદયમાં ગંગા મૈયા,
અમે સાચે જ પાવન થૈયા.
તરસ્યા દેડકાને ખબર જો પડે
અહીં મળશે પીવાનું મીઠું પાણી.
આખી જ નાતને સાદ પાડી,
ખેંચીને લાવશે હોંશે હોંશે તાણી.
ભાગીરથીના વંશજો મોક્ષે જતા જોઈ
દોડીને બીજાને કે'જો ભૈયા,
અમે સાચે જ પાવન થૈયા.
પંખીનાં મીઠા કલરવના આજ ,
કરે જો કૌરવો ભાગબટાઈ
તે દી કૃષ્ણ થઈ આવીશ રાજ,
જીતાડવા કુરુક્ષેત્રની આ લડાઈ.
તે જ પામી શકશે નદીનું મુખ
જેની પાસે હોય પ્રેમની નૈયા,
અમે સાચે જ પાવન થૈયા.

## શું...? (અછંદાસ)

ખાબડખૂબડ જૂનો રસ્તો
ચમકતી બસ એક નવી
તેનાં પર દોડતી હતી
ને
સાથે દોડતી હતી
સ્વચ્છતાની રંગબેરંગી જાહેરાતને વાંચતી
મારી તંદુરસ્ત કીકી
બારી મહીં મબલક માનવજાતને
નિહાળી નિહાળી જોતી
કઈ છાપામાં ગુલતાન
કોઈ ઉંઘમાં સુલતાન.
વાદળો હોય તો વરસી જાય
ને
કદાચ વેરાય પણ જાય
પણ
પેલી મીંચેલી ઉંઘેલી આંખોની રોશનીનું શું ?
કેવું બધુંય દોડે છે !
કોની કૃપાથી ચાલે છે ?
થાકેલાં પાકેલાં બાળકોની ચિંતાનું શું ?
એને ટાળવાનું શું ?
એને બાળવાનું શું ?
તરત જ લથડિયા ખાતી દ્રષ્ટિ મારી
બસની બહાર આવી અટકી
પેલી સાવરણી નાનકડાં ચિત્તમાં જઈ શકે ?
ટાળવાનું બાળવાનું એનાથી થઈ શકે ?

## પાડાપુલની વ્યથા

પાડાપુલ છે, નદી છે ને તરવાનું છે,
શુભ સ્થળ મરવાનું કા પછી ફરવાનું છે.

ઊંડા જળમાં તણાયા ને તરવા મહીં,
ભેદ સમજવા દિલ ગઝલથી ભરવાનું છે.

હર ફર પણ ન બદનામ કર મને કાયમી,
લક્ષ માત્ર બે કિનારા અેક કરવાનું છે.

પ્રેમ ,પુજામાં રહેલાં સામ્યને જુઓ,
આપણું સર્વસ્વ પ્રિય ચરણમાં ધરવાનું છે.

ઊંડાઈ માપનારનાં મન કાં છીછરા ?
ફૂલો બન્યા પછી નિત નિત ખરવાનું છે.

બેવફા હોનારતો મેં પણ બહું જોઈ છે,
સમય અને સંકટો સામે લડવાનું છે.

ભાદર છે,શેત્રુંજી છે ને મચ્છું પણ છે,
'દોસ્ત' તોડી પથ્થર દરિયે મળવાનું છે.

## વાત કરે છે ( ગઝલ)

જલદી જલદી કાઢવાની વાત કરે છે.
સ્નેહીજનો બાળવાની વાત કરે છે.

માંડ રૂઝ આવી હતી તૂટેલ સગપણને
હિતશત્રુઓ જો ખાળવાની વાત કરે છે.

મા-બાપ નડે છે પરણ્યા પછી ગગાને
ગરજે કૂતરા પાળવાની વાત કરે છે.

પેઢીઓથી માણસ શું પામી શક્યો છે?
હજું પોતાને ધારવાની વાત કરે છે.

પંડિત ગ્યા ઝોળી ભરવા સાચું કોણ કહે ?
ચાળેલું ફરી ચાળવાની વાત કરે છે.

પ્રિયે ચાલ ગઝલ થઈને ગૂંજીએ ક્ષણમાં,
તું પણ પછી તો ત્યાગવાની વાત કરે છે.

બે ચાર ઘડી લઉ ઉછીની જોવા જગતને,
'દોસ્ત'ને સૌ ઠારવાની વાત કરે છે

બાપુ *

" ભારતની આન, બાન, ને શાન છે બાપુ,
મજહબો માંહે રહેલો ઈમાન છે બાપુ..

ગુંજી રહી છે પ્રાર્થનાઓ સર્વત્ર આજેય,
સત્ય, અહિંસા, સાદગીનું ફરમાન છે બાપુ..

ડર નથી દુશ્મનો તણો હવે દેશમાં અમારા,
આંદોલનો તણી બનાવી તમે ચટ્ટાન બાપુ..

નમે છે હરકોઈ એવા આદર્શો છે તમારા,
દૂનિયા માંહે દેશનું તમે છો સમ્માન બાપુ..

સ્વચ્છતા તણો સંદેશ આપ્યો તેણે 'જનાબ',
તમે હતા ને હંમેશા રહેશો ભારતની જાન બાપુ..

- વિક્રમ સોલંકી 'જનાબ'

આ વરસાદમાં *

" આવી તારી આજ યાદ આ વરસાદમાં,
અચાનક કરી ગઈ સાદ આ વરસાદમાં..

નથી તું ક્યાંય આસપાસ રંજ એનો થયો,
રહી ગયો થોડો અવસાદ આ વરસાદમાં..

ગડગડાટ થયો નભમાં ને લાગણીઓ ફૂટી,
કરવો છે પ્રિતનો ઘેરો નાદ આ વરસાદમાં..

નથી મળતો પ્રેમ એમ કંઈ માગવાથી કદી,
મળ્યો જાણે એ પ્રભુ પ્રસાદ આ વરસાદમાં..

એમ કંઈ દૂર રહે નહિં ભિંજાય હૈયાં 'જનાબ',
ન રહીએ હવે 'તું' ને 'હું' બાદ આ વરસાદમાં.."

- વિક્રમ સોલંકી 'જનાબ'




આવ્યો તું...*

" આવ્યો વરસાદ,
સાંભળીને સાદ..

ગાજી રહ્યો જો,
હરખનો નાદ..

આપ્યો પ્રભુએ,
અમીનો પ્રસાદ..

બનશે મલક,
નક્કી આબાદ...

ગુંજશે 'જનાબ',
સઘળે શંખનાદ.."

- વિક્રમ સોલંકી 'જનાબ'

* જીવન એક બહાનું *

ઓચિંતું એક દિ' જવાનું છે,
જીવન એ તો એક બહાનું છે..

કર્મના ખેલ છે બધાય ન્યારા,
જેવું કર્યું તેવું ભોગવવાનું છે..

અથાગ છે આ સંસાર સાગર,
બસ એકલાએ જ તરવાનું છે..

ચેતી જજો બુરું ઈચ્છનારાઓ,
નક્કી છે એ બધું જ નડવાનું છે..

જીવન જીવતાં શીખો 'જનાબ',
અંતે તો બસ એ બળવાનું છે..."

- વિક્રમ સોલંકી 'જનાબ

આજ સુધી માળીએ
સંઘરી રાખી હતી
એ જીજીવીષાઓ
દિવાળીની સાફસૂફી કરતા
ડોકાઈ ડોકાઈ ને
હવે કરે છે પોકાર...
'આમ કાં મને દબાવી રાખે છે!
કાઢ મને અહીંથી
ગુંગળામણ થાય છે મને..
આશમાં ને આશમાં
તે સંઘરી રાખી મને..
કર હિંમત ને ...
મને કાઢી બહાર
હે અગ્નિદાહ!
તું એ છૂટે ને હું એ..!'
~ લતા સોની કનુગા

કરતા ઘરની સફાઈ
આવ્યો એ પત્ર હાથ...
સરી ગઈ ભુતકાળમાં..
ત્યાં વાગ્યો બેલ ને સમજાયુ
એ તો હતી ભ્રમણા..
~ લતા સોની કનુગા

જરૂર છે રામની *

દૂનિયા આ ક્યાં રહી છે હવે કોઈ કામની?
માણસાઈની નહિં અહીં તો પડી છે દામની..

ખોટા સિક્કા જેવા માણસો મળે છે રોજ,
કામ કોડીનું નથી ને ચિંતા કરે બસ નામની..

ઘરનાં છોકરાં આજ ભૂખથી ટળવળે છે,
ને ચિંતા કરે છે ફોગટ એ આખાયે ગામની..

નાપાક ઈરાદાઓ લઈને ફરે મેલાં મન મહિં,
લાગે વળગે નંઈ કોઈ ધરમ કે ન કોઈ ધામની..

જ્યાં નજર કરો બસ રાવણ રાજ 'જનાબ',
આજે જરૂર લાગી બસ ફરી એ રાજા રામની..

- વિક્રમ સોલંકી 'જનાબ'

આંખ માં તારી
જોઇ પ્રતિબિંબ મારૂં
મન થનગણે
શણગારવા ખુદને...
આમ સાવ જાતને મારી
તારા નયનોમાં ઉતારી દઉ શે ચાલે..
તારા નયનો માં થઈ

રહ્દયે જે ઉતરે છબી મારી
હોય..એ ...
એક નજરે જ જઈ ..
રહે જીંદગી ભર હૈયે...તારા..
પછી ભલે હું
હોઉ ન હોઉ તુજ સંગાથે..!
~ લતા સોની કનુગા

એક સ્ત્રી તરીકે હું રાવણનું પૂતળાં દહન. કેમ કરૂં ?
મંદોદરી અને સીતા નું કર્યું સન્માન, ને સહન કેમ કરૂં?

બુદ્ધિસાળી ,વિવેંકશીલ ને મહાદેવ નો પરમ ભક્ત,
શક્તિશાળી ને અજય ,અમર છું તો ના અહમ કેમ કરૂં ?

દુશમન હોવાં છતાં કર્યો યજ્ઞ રામ વિજય માટે,
કર્યો અપરાધ મોક્ષ માટે જ કેમ આવ ખોટું સહન કરૂં ?

સીતા ને ન અડયો કે ન એકલો મળ્યો એ રાવણ હતો,
રામ છે જે ત્યાગ કરે ગર્ભવતી પત્નીનો તો વંદન કેમ કરૂં ?

યુગોનાં યુગો ગયા પણ કોઈ સમજી ન શક્યું આ વાતને !
રામ છે એ રામ છે ને રાવણ છે એ રાવણ ગહન કેમ કરું ?

તૃપ્તિ ત્રિવેદી " તૃપ્ત "

કસમનીય આજે કસમથી કહું છું,
હું 'પ્રેમ' તો તને જ ખુબ કરૂં છું.

સંસાર સાગર છે કઠીન, એ હું જાણું છું,
તેમ છતાં હું ડૂબકી મારી રોજ તરૂં છું ?

ચેન ખોયું ને બેચેની લીધી છે મે,
કશુંય ન જાણું હું છતાં મન ભરૂં છું.

તારી યાદ જ એટલી છે રોજ ભીતર,
કે હું ખુદને જ ભુલી ખુદ પર મરૂં છું.

નહીં ભૂલે "તૃપ્ત" ક્યારેય તને દોસ્ત !
હું રોજ ઉગતા સુરજે તને વરૂ છું.

તૃપ્તિ ત્રિવેદી "તૃપ્ત"

તૃપ્તિ ત્રિવેદી

'તૃપ્ત'




નસીબે નસીબે ય ચાહત મડીં છે,
તમારી અમોને જ આદત પડી છે.

કરમ છે અમારું જે જીવન સમીપે,
બધામાં ય આજે એ સફરમાં ખડી છે.

જુઓને આ.કેવી વિકટની ઘડી છે,
વિચારી વિચારી એ ખુદથી લડી છે.

જે આંખો છે ભીની ને પાંપણ ઝુકે લી,
હસે છે એ મીઠું ને હીરે જડી છે.

એ બેઠો ધુણને ધખાવી ડગરમા,
ન એને ખબર કોય રાહે ખડી છે.

નિમિત્ત આમ હૈયે છે સર્યું સદાને,
ન મિલકત મને ના દોસ્તી ની પડી છે.

જો પ્રતિ રાત્રિ છે ચિત્ર બન્યું છે અત્યારે,
જહી એ બન્યું એ પણ ધન્ય ઘડી છે.

તૃપ્તિ ત્રિવેદી ",તૃપ્ત'

પ્રેમ કર્યો છે તને અનરાધાર આજે,
છે અરજ કે તું વિશ્વાસે રાખજે.

જીંદગીનું નામ છે બીજુ સંઘર્ષ,
તોય તું ઝીદાદિલીમાં ગાળજે.

રાત છે નવ નોરતાની આમતો,
રૂપ ની રાણી થૈ ખીલી દેખાડજે.

આગ જે મારી ભિતર ઝળહળે,
પ્રેમથી ટાઢક તું પહોચાડજે.

તૃપ્ત છું હું માત્ર એ આભાસથી,
કેમ થૈ છું તૃપ્ત એ સમજાવજે.

તૃપ્તિ ત્રિવેદી "તૃપ્ત"

મારી આંખમાં છે,
જે મને આવીને પૂછે છે રોજ,
થાકી નથી જાતી?
સુઈ જા ને !
આવ મારા આંચલમાં,
તને શાંતિ આપું,
તારો ઉત્પાત હું લઈ લવ,
તું આરામથી સુઈ જા!
ને હું એક બગાસું ખાતી,
પછી
આરામથી સુઈ જાવ,
મજા આવે,
સાત રંગના સપના બતાવે!
પછી પાછી ક્યાંક ગાયબ પણ થાય.
ને મને રોજ પ્રશ્નો થાય.
કે....
મીઠી મીઠી નીંદર આવે,
નીંદર તું ક્યાંથી આવે છે ?
આવે છે તો જાય છે કેમ?
મને હંમેશ માટે તારા એ આંચલમાં સુવા દેને ?
તું મને સપનાની દુનિયામાંજ રહેવાદે ને ?
હું રોજ તારૂં માનું છું.
આજે તું મારૂં માનીશ ને ?

તૃપ્તિ ત્રિવેદી "તૃપ્ત"



# સાકેત દવે

નામ - સાકેત અનિલભાઈ દવે

જન્મ તારીખ - ૧ જુન, ૧૯૭૫

જન્મસ્થળ - થાનગઢ, જિ. સુરેન્દ્રનગર

ઉછેર - અમદાવાદમાં

શિક્ષણ - **D.E.E., B.C.A., DOEACC**

લેખન સિવાય -

શાળામાં કમ્પ્યૂટર શિક્ષક (શારદા મંદિર, પાલડી),

કોલેજમાં પ્રોફેસર (કોમ્પ્યુટર ટેકનોલોજી ફાઉન્ડેશન)

કોમ્પ્યુટર ક્લાસ (વાસણા, અમદાવાદ)

પ્રશ્ન ૧. તમને લખવાનો વિચાર ક્યાંથી આવ્યો...? અને પ્રેરણા વિશે પણ જણાવશો.

જવાબ - લાગ્યું કે... 'લખવું' એ બાળકના રડવા જેવી સહજ પ્રક્રિયા છે. લાગણી પ્રદર્શિત કરવા આથી વધુ સારું માધ્યમ અન્ય કોઈ લાગ્યું નહિ. અતિ-સંવેદનશીલ વ્યક્તિ પ્રેમ, લાગણી, નફરત, ગુસ્સો, દયા અને અન્ય તમામ પ્રકારના ભાવ ઉપર કંઈક અંશે નિયંત્રણ મેળવવા બીજું તો શું કરી શકે...

સાચું કહું તો કોઈપણ દ્રશ્યમાં બહુ સુક્ષ્મ-સુક્ષ્મ ઘટનાઓ જોઈ લેવાની ટેવ. રોજિંદા જીવનમાં કેટકેટલું એવું દેખાઈ જાય કે જે હૃદય ચીરે અને લખી ન નાખું ત્યાં સુધી મૂંઝારો સતત રહે. અને આમ જોવા જાઓ તો ફેસબુક પર પાંચેક વર્ષ પહેલાં આવ્યો ત્યારે અનેક અંગ્રેજી પોસ્ટ વચ્ચે માતૃભાષામાં કંઈક હોવું જોઈએ એવો વિચાર દ્રઢ બન્યો. પહેલાં તો હું પણ વાંચેલું જ લખતો. ધીરે ધીરે તમામ વિચારો માટે તૈયાર લખાણ મળવાનું મુશ્કેલ બન્યું. સાહિત્ય-રસિક મિત્રો પણ મળ્યા. એમણે મળ્યા પછી મને પણ નિયમિત લખવાનું મન થયું, મિત્રોની અપેક્ષાઓ પણ થઈ અને ઓછામાં પૂરું પપ્પા હિન્દીના નિવૃત્ત પ્રોફેસર છે. એટલે ઘરમાં વાંચનનો માહોલ તો પહેલેથી જ હતો, પપ્પા સાથે અવાર નવાર સાહિત્યિક વાર્તાલાપ પણ થતો, જેને હું મોટેભાગે અચરજથી સાંભળ્યા જ કરતો. આજે તો ઘણાં લોકો મારું લખાણ પણ વખાણે છે, પપ્પા હજીયે સંપૂર્ણ સંતુષ્ઠ નથી થતાં અને સુધારતા રહે છે એ મારું સદનસીબ છે...

પ્રશ્ન ૨. તમે કાયમી લાખો છો...?

જવાબ – ખંડ સમયમાં એટલે કે સમય મળે ત્યારે લખાઈ જાય છે.

પ્રશ્ન ૩. લખવું તમારું સપનું છે કે બીજા બધા કામની જેમ જ લખો છો બસ ?

જવાબ – 'લખી નાખી'ને ક્યારેક ખુદની લાગણીને સ્પર્શીને હાથે કરી દાઝી શકાય છે, ક્યારેક ખુદનો ખભો થાબડી શકાય છે, તો ક્યારેક ખુદની સાથે ઝગડી પણ શકાય છે... ક્યારેક મારું લખાણ મને ભારે ધક્કો મારી ખુદથી દૂર મૂકી આવે છે, તો ક્યારેક કોઈ મા બાળકને ઉચકી પારણે સુવાડે તેમ નાજુકતાથી મને સાચવે પણ છે. આ નાની એવી જિંદગીની કેટલીક ક્ષણો વિશાળ બનાવી આપવા લાગણીનું પ્રદર્શન પણ જરૂરી બને છે. ક્યારેક મને મારાં

લખાણમાંથી ભીની માટીની સુગંધ આવે છે, તો ક્યારેક સૂકાયેલા પર્ણોનો ખખડાટ સંભળાય છે.

પ્રશ્ન ૩. લખવાના વિચારો ક્યાંથી મળે છે?

જવાબ - રોજીંદી જિંદગી, (વર્તમાનપત્રથી લઈને નવલકથા સુધીનું) તમામ પ્રકારનું વાંચન. હું માનું છું કે લખવું હોય તેના કરતાં ચાર ગણું વાંચવું અથવા 'જોવું' જરૂરી.

પ્રશ્ન ૪. આપના પ્રકશિત સાહિત્ય વિશે જણાવો. અને કોઈ પુસ્તક હોય એના વિશે અને આમ સામાન્ય રીતે કેવું સાહિત્ય લાખો છો.?

જવાબ - **આર્ટીકલ્સ :** જય ગરવી ગુજરાત સામયિક (લઘુવાર્તા) , તાંડવ સામયિક (લઘુવાર્તા) , માતૃભારતી ઓનલાઈન એપ (લઘુવાર્તા, કવિતા), પ્રતિલિપિ વેબસાઈટ (કવિતા) ***પુસ્તક (કાવ્યસંગ્રહ):*** મંથન, સ્પંદન (મુદ્રણમાં)

પ્રશ્ન ૫. તમારા ગમતા લેખકો અને પુસ્તકો કયા કયા છે.? ક્યાં લેખક તમને વધુ અસરકારક લાગ્યા?

જવાબ - ઓ હેન્રી, ચંદ્રકાંત બક્ષી, રમેશ પારેખ, સુરેશ દલાલ, મનોજ ખંડેરિયા, મન્ટો ગમતા લેખકો છે જેમાં સૌથી વધુ અસરકારક ચંદ્રકાંત બક્ષી લાગ્યા. તેમજ ગમતા પુસ્તકોમાં ચંદ્રકાંત બક્ષીની વાર્તાઓ, નવલકથાઓ, રમેશ પારેખનું "છ અક્ષરનું નામ", ક.મા. મુનશીની ઐતિહાસિક કથાઓ, અશ્વિની ભટ્ટની નવલકથાઓ

પ્રશ્ન ૬. તમારા લેખનનો મુખ્ય આધાર શું હોય છે વાસ્તવિક જીવન કે કલ્પનાઓ.? તમે આજ જે સ્થાને છો એના પાછળ કોને માનો છો.?

જવાબ - મોટાભાગે વાસ્તવિક જીવન, ક્યારેક કલ્પના આધારિત. મારા આ સ્થાન પાછળ જિંદગીએ આપેલ વ્યથા અને ખુશીઓ, ફેસબુકના સાહિત્ય-રસિક મિત્રો, તેમજ "તોફાની તાંડવ" પરિવાર વધુ મહત્વનો રહ્યો છે.

પ્રશ્ન ૭. કાવ્યગોષ્ઠી અંગે આપ શું કહેશો.?

જવાબ – સૌપ્રથમ તો કાવ્યગોષ્ઠી અંગે માહિતી મને લતાબેન કનુગા પાસેથી મળેલી એ બદલ એમનો આભાર. કાવ્યગોષ્ઠી અંગે ગમતી બાબતમાં સુંદર રીતે સાહિત્યનું સર્જન અને સાહિત્યનો અભ્યાસ મહત્વનું છે.

પ્રશ્ન ૮. આપને કાવ્યગોષ્ઠી સામાયિક સાથે રહી કેવો અનુભવ થયો.?

જવાબ – આપણે જે સ્તરનું વાંચતા/લખતા હોઈએ તેને સમજનાર વર્ગ મળે તો એ મોટો લાભ ગણી શકાય. કાવ્યગોષ્ઠી વિચારો વ્યક્ત કરવા, શીખવા માટેનું એક સુંદર માધ્યમ છે. કાવ્યગોષ્ઠીના સભ્ય હોવાનું સદાય ગૌરવ છે.

પ્રશ્ન ૯. એક કવિની રીતે વાંચક વર્ગ શું ઇચ્છતો હોય છે.? કેવા પુસ્તકો વાંચક વર્ગ વધુ પસંદ કરે છે ?

જવાબ – રોજીંદી ઘટનાઓનું સરળ અને સંક્ષિપ્ત શબ્દોમાં હ્રદયવેધી આલેખન. વાંચક વર્ગ અંગે કહેવું કઠિન છે. ફેસબુક પર તો બહુ લાંબુ લખાણ (વાર્તા/નવલિકા કે મોટી ગઝલો પણ) વાચકના સમયના અભાવે એટલું

સરળતાથી સ્વીકાર્ય બનતું હોતું નથી તેવું અનુભવ્યું છે. છતાં બીજી તરફ સારું લખાણ સમય કાઢીને વાંચનારો વર્ગ પણ છે જ. મુદ્રિત પુસ્તકો માટે સચોટતાથી કંઈ કહેવું મુશ્કેલ.

પ્રશ્ન ૧૦. જીવનને તમે કેવી રીતે જુઓ છો.?

જવાબ – એક કવિતા દ્વારા હું દર્શાવીશ.

જિંદગી એટલે
નખશીખ છેતરામણી સરળતા...
વ્યથા અને ખુશીનો અનેરો અવસર,
દીર્ઘ નિંદ્રાથી પણ લાંબુ એક સ્વપ્ન...
ઉત્તીર્ણ થવામાં કઠિન એવું એક પ્રશ્નપત્ર...
ઉકેલ શોધતા પહેલાં પૂરો થઈ જતો એક કોયડો...
રબ્બરનો ઉપયોગ કર્યા વગર ચિત્ર દોરવાની કળા...
ફાટેલા ખિસ્સે ઠસોઠસ ભરેલી પ્રવાહી અપેક્ષાઓ...
પડછાયા સાથે રમતા રમતા સૂર્ય જીતી જવાનો વિશ્વાસ...
કાચી, ભીની માટી પર મહેલ બાંધીને રહેવાની અભીપ્સા...
સમયની કોઈક ક્ષિતિજે અનાયાસે મળી ગયેલા ‘આપણે’...
બારણાની તડમાંથી હળવેથી પસાર થઈ ગયેલી એક સુગંધ....
શ્વાસની નાવને સામસામાં કિનારે એકસાથે નાંગરવાનો મોહ...
આખી દુનિયા સાથેનો લગાવ, ને તોય એક-બે જણનો અભાવ...
સમયનું હલેસું ખભે ઊચકી રેત પર ચાલી રહ્યો છું, દરિયો બસ, થોડે જ દૂર હશે...

પ્રશ્ન ૧૧. કાવ્યગોષ્ઠીના વાંચકોને આપ શું કહેશો.? આપનો સંદેશ...

જવાબ – વિમોચન પછી યોગ્ય વાંચન થાય એ જરૂરી હોય છે, પછી પુસ્તક હોય કે લાગણી....

વાંચન એવું હોવું જોઈએ, જે આપણી અંદર આવેલા હિમસાગરને પીગાળી દે, અંદરથી ચિત્કાર ઉઠે, સમયે ચડાવેલા જાડા થડને ખંખેરી સુષુપ્ત બનેલું મન વિચલિત થઈ જાય... એથી ઓછું અસરકારક વાંચન આપણને ખપવું ન જોઈએ....

હા, વ્યક્તિએ-વ્યક્તિએ, સમયે-સમયે, સંજોગે-સંજોગે મૂડ બદલાય એટલે વાંચનનું વૈવિધ્ય સ્વીકાર્ય... પણ, એક પસંદગી હોવી જોઈએ, જીવનમાં ‘ટેસ્ટ’ હોવો જોઈએ. હું દ્રઢપણે માનું છું કે, નિયમિત સારું વાંચીશું તો સારું લખીશું અને સારું જીવીશું....

સસ્તા ને દ્વિઅર્થી ટુચકાની ચોપડી કોઈ કવિતા કે વાર્તાના સારા પુસ્તક કરતા વધુ જ વેચાવાની, વંચાવાની... એ તથ્યની સ્વીકૃતિ સાથે આપણે આ નાની એવી જિંદગીમાં મળતા થોડાંક સમયમાં અર્થપૂર્ણ અને સુક્ષ્મ વાંચનની ટેવ પાડવા પ્રયત્નશીલ રહીએ તે ઇચ્છનીય....

મેં અનુભવ્યું છે કે, જીવનના મૂલ્યો સાચવીને જીવતા રહેવા માટે સતત શિક્ષણ લેતાં રહેવું આવશ્યક છે, અને તે સારા વાંચનની ભૂખ વિના શક્ય નથી. ઉચ્ચ કક્ષાનું કદાચ દર વખતે લખી ન શકાય, પણ વાંચી તો જરૂર શકીએ.... અસ્તુ....

પ્રશ્ન ૧૨. કોઈ અન્ય વાત આપ અપના તરફથી કહેવા ઈચ્છશો.?

જવાબ – ખાસ કંઈ નહિ... બસ મને વાંચતા રહી પ્રોત્સાહન આપતા રહેશો એવી આશા.

પ્રશ્ન ૧૩. વાંચક આપણા વિશે વધુ ક્યાંથી જાણી શકે.?

જવાબ – ‘કાવ્યગોષ્ઠી’ માણતા રહે. છેલ્લા ઘણાં વર્ષોથી નિયમિત રીતે ફેસબુક પર રોજની એક કે બે પોસ્ટ માતૃભાષામાં લખું છું. મારાં પુસ્તકો મંથન અને સ્પંદનની (નિ:શુલ્ક) વહેંચણી આનંદદાયક હોય છે. તેની ભેટ મેળવવા મિત્રો સંપર્ક કરે તો ગમશે.

**Facebook:** https://www.facebook.com/saketsir

**E-mail Id:** saketdave@yahoo.com

~ સમાપ્ત ~

# નવીનતમ - દિવાળી વિશેષ

દિવાળી અથવા દીપાવલી એ હિન્દુ ધર્મનો મહત્વપૂર્ણ તહેવાર છે અને આ દિવસે સમગ્રભારતમાં જાહેર રજા હોય છે. માનવીની અંદર રહેલા દુર્ગુણો પર સદગુણોના વિજયના પ્રતિકરૂપે તેઓ માટીના નાનકડા કોડિયામાં રૂની દિવેટ બનાવીને મૂકેલા દીવામાં તેલ ભરીને તેને પ્રગટાવે છે.

દિવાળીનો પાંચ દિવસનો ઉત્સવ નવા ચંદ્રના ઉદયની સાથે ઓક્ટોબર ૧૩ અને નવેમ્બર ૧૪ની વચ્ચે આવે છે. હિન્દુ કેલેન્ડર પર તેને અશ્વિન મહિનાના અંતમાં અને કારતક મહિનાની શરૂઆતમાં નવા ચંદ્ર દિવસમાં ગોઠવવામાં આવેલ છે, અશ્વિન મહિનાના અંધારિયા પખવાડિયાના 13મા દિવસથી તે શરૂ થાય છે (અશ્વિનની 28મી તિથિ) અને કાતરક મહિનાના અજવાળિયા પખવાડિયાના બીજા દિવસે તે પૂરી થાય છે. ઉજવણીના મુખ્ય દિવસોમાં પ્રાદેશિક વૈવિધ્ય છે. ભારત અને નેપાળના ઘણા વિસ્તારોમાં હિન્દુ માન્યતા અનુસાર 14 વર્ષના વનવાસ બાદ રામના આગમન અને રાવણ પરના તેમના વિજયની ઉજવણીનું આ પર્વ છે. સમય જતાં આ શબ્દ હિન્દીમાં દિવાળી અને નેપાળીમાં દિપાવલીમાં ફેરવાઈ ગયો, પરંતુ આજે પણ ભારતની દક્ષિણ અને પૂર્વની ભાષાઓમાં હજુ પણ આ શબ્દ તેના મૂળસ્વરૂપે જળવાયો છે. જૈનધર્મ માં દિવાળી એ 15 ઓક્ટોબર, 527 ઈસ. પૂર્વે મહાવીર દ્વારા મેળવવામાં આવેલા નિર્વાણનું પ્રતિક છે.

છઠ્ઠા શીખ ગુરુ હર ગોબિંદ જી (1595-1644)ને બાદશાહ જહાંગીરે અન્ય 56 હિન્દુ રાજાઓની સાથે ગ્વાલિયરના કિલ્લામાં બંદી બનાવ્યા હતા, તેમને મુક્ત કરાયા પછી પરત આવ્યા ત્યારથી તેમની યાદમાં શીખ ધર્મમાં અમૃતસર શહેરને ઝગમગાવવામાં આવે છે અને ત્યારથી દિવાળી મહત્ત્વ ધરાવે છે. અન્ય કેદીઓને મુક્ત કર્યા બાદ તેઓ પવિત્ર શહેર અમૃતસરમાં આવેલ દરબાર સાહિબ (સુવર્ણ મંદિર) ગયા હતા અને ત્યાં લોકોએ મીણબત્તીઓ અને દીવડાઓ પ્રગટાવીને ગુરુને ઉમળકાભેર આવકાર આપ્યો હતો. આ કારણથી શીખો દિવાળીને બંદી છોડ દિવસ- "કેદમાં પૂરાયેલા લોકોની આઝાદીનો દિવસ" પણ કહે છે. હિન્દુ બહુમતી ધરાવતા દેશ નેપાળના બૌદ્ધધર્મીઓ પણ આ તહેવાર ઉજવે છે. ભારત અને નેપાળમાં હવે દિવાળીને રાષ્ટ્રીય તહેવાર ગણવામાં આવે છે અને ધર્મ-સંપ્રદાયના ભેદભાવ વગર નેપાળ અને ભારતના મોટાભાગના લોકો આ તહેવારના ધાર્મિક મહાત્મ્યનો લાભ મેળવે છે.

## દિપાવલીનો અર્થ થાય છે દીવડાઓની હારમાળા

(સંસ્કૃતમાં દિપ એટલે દીવડો અને આવલી એટલે કે હારમાળા, હાર).

ઘણી આધુનિક ભાષાઓમાં અને ખાસ કરીને ઉત્તર ભારતમાં તેને દિવાળીના ટૂંકા નામથી ઓળખવામાં આવે છે. વિવિધ સમુદાયો દિવસોની સંખ્યાને અલગ પાડવા માટે કિધાની ઉજવણી કરે છે. ભારત અને નેપાળમાં મુખ્ય દિવસો સરખા હોવા છતાં અને એક સાથે જ આવતા હોવા છતાં તેઓ અલગ-અલગ ગ્રેગેરિયન મહિનાઓમાં આવે છે, જેનો આધાર જે-તે વિસ્તારમાં પ્રચલિત હિન્દુ પંચાંગની આવૃત્તિ પર રહેલો છે. હિન્દુ પંચાંગની અમંતા ("નવા ચંદ્રનો અંત") આવૃત્તિનો રાષ્ટ્રીય પંચાંગ તરીકે સ્વીકાર કરવામાં

આવ્યો છે. દક્ષિણ ભારત અને મહારાષ્ટ્રમાં પ્રચલિત આ પંચાંગ મુજબ અશ્વિન મહિનાના છેલ્લા ચાર દિવસ અને કારતક મહિનાના શરૂઆતના બે દિવસો દરમિયાન, આમ કુલ છ દિવસ સુધી તહેવાર ઉજવવામાં આવે છે. ઉત્તર ભારતમાં પ્રચલિત પૂર્ણિમાંતા("પૂર્ણ ચંદ્રનો અંત") આવૃત્તિ મુજબ તે અશ્વાયુજા/અશ્વિન મહિનાની મધ્યમાં આવે છે. ગ્રેગેરિયન કેલેન્ડર મુજબ તે સામાન્ય રીતે ઓક્ટોબર કે નવેમ્બર મહિનામાં આવે છે. નેપાળમાં નેપાળી પંચાંગ મુજબ તેની ઉજવણી કરાય છે. આ તહેવાર નેપાળી વર્ષના છેલ્લા ત્રણ દિવસો અને પ્રથમ બે દિવસ દર્શાવે છે.

અયોધ્યા, પુષ્પક વિમાનમાં તેમને ઉડીને જતા દર્શાવતો દિવસ, આ દિવસ હવે દિવાળી તરીકે ઉજવાય છે. અસત્ય પર સસત્યના વિજયને પ્રદર્શિત કરતો આ તહેવાર અંતરના અંધકારને ઉલેચવાનો દિવસ પણ છે. રામાયણમાં દર્શાવ્યુ છે તે મુજબ પ્રતિકાત્મક સંદર્ભે તે સદગુણો અને શ્રદ્ધાના ગૃહ આગમનને દર્શાવે છે. દિવાળીના દિવસે ઘણાં લોકો નવા કપડાં પહેરે છે અને એકબીજાને મિઠાઈ તથા ફરસાણો ખવડાવે છે. કેટલાક ઉત્તર ભારતીય વેપારી સમુદાયો દિવાળીના દિવસે તેમના નાણાકીય વર્ષનો પ્રારંભ કરે છે અને નવા ચોપડા શરૂ કરે છે. આની સાથે હિન્દુઓની ઘણી મહત્વની ઘટનાઓ સંકળાયેલી છે:

**રામનું અયોધ્યા આગમન :-** વનવાસ અને યુદ્ધમાં રાવણના મૃત્યુ પછી 14 વર્ષે અયોધ્યાના રાજા રામ પોતાની પત્ની સીતા અને ભાઈ લક્ષ્મણ સાથે અયોધ્યા પરત ફર્યા તેની ખુશીમાં પણ દિવાળી ઉજવવામાં આવે છે. એવું માનવામાં આવે છે કે અંધકાર ભર્યા માર્ગમા પ્રકાશ પાથરવા માટે અયોધ્યાના લોકોએ ઘીના દીવા કર્યા હતા. દક્ષિણ ભારતમાંથી રામે પોતાના ઉત્તર ભારતમાં તેમના રાજ્ય તરફ મુસાફરી કરી હોવાથી તેઓ પહેલા દક્ષિણમાંથી પસાર થયા હતા. આ કારણથી દક્ષિણ ભારતમાં આ તહેવાર એક દિવસ વહેલો ઉજવાય છે.

**નરકાસુરનો વધ :-** દિવાળીના એક દિવસ પહેલા ઉજવાતો નરક ચતુર્દશીનો દિવસ અત્યાચારી રાક્ષસ નરકાસુરનો વધ કૃષ્ણનાપત્ની સત્યભામાએ કર્યો હતો. આ ઘટના કૃષ્ણના અવતાર સમયે દ્વાપર યુગમાં બની હતી. અન્ય એક કથા મુજબ, રાક્ષસને કૃષ્ણએ માર્યો હતો ( કૃષ્ણએ પત્ની સત્યભામાને ઈન્દ્રને હરાવવા નર્કાસુરને મારવા ઉશ્કેર્યા હતા.

**ગોવર્ધન પૂજા** દિવાળીના એક દિવસ બાદ ઉજવાય છે. આ દિવસે કૃષ્ણએ વરસાદ અને વીજળીના દેવતા ઈન્દ્રને હરાવ્યા હતા. કથા મુજબ, ભગવાન ઈન્દ્રની વાર્ષિક પૂજા માટેની મોટી તૈયારીઓ કૃષ્ણએ જોઈ અને તેમણે આ અંગે પિતા નંદને પ્રશ્ન પૂછ્યા. ગ્રામજનો સાથે તેમણે સાચા ‘ધર્મ’ અંગે ચર્ચા કરી. તેઓ ખેડૂત હતા અને તેમણે કૃષિ તથા પશુધનના રક્ષણ પર ધ્યાન આપવું જોઈએ અને પોતાની ફરજ નિભાવવી જોઈએ. તેઓ સતત એવું કહેતા હતા કે દરેક મનુષ્યએ પોતાની ક્ષમતા મુજબ શ્રેષ્ઠ રીતે પોતાનું 'કર્મ' કરવું જોઈએ અને કુદરતના તત્વોને પ્રાર્થના કરવી જોઈએ નહિ. ગ્રામજનો કૃષ્ણ સાથે સંમત થઈ ગયા અને વિશેષ પૂજા કરી નહિ. આનાથી ઈન્દ્ર ગુસ્સે ભરાયા અને ગામમાં પૂર લાવી દીધું. ત્યાર બાદ કૃષ્ણે ગોવર્ધન પર્વત ઊંચકી લીધો અને તેમના લોકો તથા પશુઓને વરસાદથી બચાવવા માટે તેને પકડી રાખ્યો. આખરે ઈન્દ્રએ પોતાનો પરાજય સ્વીકાર્યો અને કૃષ્ણની સર્વોચ્ચતાને સ્વીકારી. કૃષ્ણના જીવનના આ પાસામાં

કલ્પના વધારે છે, પરંતુ તેના દ્વારા 'કર્મ'ના સિદ્ધાંતનો પાયો નંખાય છે, જેની પાછળથી ભગવદ ગીતામાં વિસ્તૃત ચર્ચા છે.

**આધ્યાત્મિક રીતે દિવાળીનું મહત્વ ચિત્ર :-** દીવાળીના પર્વ નિમિત્તે હિન્દુ પૂજા. દિવાળીનો તહેવાર "પ્રકાશના પર્વ" તરીકે જાણીતો છે ત્યારે તેનો સૌથી વધારે આધ્યાત્મિક અર્થ થાય છે, "મનના પ્રકાશની જાગૃતિ". સ્થૂળ શરીર અને મનની પેલે પાર પણ કશુંક છે, જે શુદ્ધ, અનંત અને અવિનાશી છે અને તેને આત્મા કહેવાય છે તેવી વિચારધારા હિન્દુ તત્વજ્ઞાનનું કેન્દ્ર છે. આપણે જેવી રીતે આપણા સ્થૂળ જન્મને ઉજવીએ છીએ તેવી રીતે દિપાવલી આંતરિક પ્રકાશનો તહેવાર છે, કે જેને જાણવાથી અંધકારે પ્રકાશમય બને છે, વ્યક્તિનું પોતાનું સાચુ સ્વરૂપ જાગૃત થાય છે, શરીર તરીકે નહિ, પરંતુ અપરિવર્તનીય, અનંત, વિશ્વવ્યાપી અને ગુણાતીત વાસ્તવિકતા સમજાય છે. આત્માની અનુભૂતિ થતાની સાથે જ સમગ્ર સૃષ્ટિ માટે કરુણા, પ્રેમ અને તમામ વસ્તુઓના એકાકારની જાગૃતિ આવે છે. આનાથી આનંદ આવે છે. દિવાળી ફટાકડા, પ્રકાશ, ફૂલો, મિઠાઈઓ તથા ભક્તિ દ્વારા ઉજવવામાં આવે છે. પ્રદેશે-પ્રદેશે દિવાળીની કથા અલગ છે ત્યારે આ તમામનો સાર એકસરખો છે - આંતરિક પ્રકાશનો આનંદ લેવો (આત્મા) અથવા તમામ વસ્તુઓનું પાયારૂપ સત્ય (બ્રાહ્મન).

**ગુજરાતમાં દિવાળીના તહેવારનું મહત્વ :-** ગુજરાતમાં દિવાળી એટલે વર્ષનો છેલ્લો દિવસ અને આં દિવસે ગુજરાત રાજ્ય ભરના વેપારીઓ માટે એ ખુબજ મહત્વનો ગણાય છે. ગુજરાતના દરેક નાનામાં નાના દુકાનદાર, કારખાનાથી માંડીને મોટી કંપનીના માલિકો એમના હિશાબી ચોપડાઓનું પૂજન કરે છે. પહેલા તો વેપારીઓ તેમના નામામાં પારંપરિક લાલ ચોપડાઓની પૂજા કરતા પણ હવે એ લાલા ચોપડાઓનું સ્થાન પણ લેપટોપે લઇ લીધું છે, છતાં તેમનો પૂજા ભાવ તો જુનો અને પવિત્ર જ છે. આથી દિવાળીને ચોપડા પુજનના દિવસ તરીકે પણ મનાવાય છે. આ દિવાળી એટલે એમના ધંધાના ચોપડાના પૂજન અને સારા મુહુર્ત જોઈ નવા ચોપડાના મંડાણ દ્વારા કારતક શુદ્ એકમ, પંચમ અથવા સાતમથી એ લોકો પોતાનો ધંધો રાબેતા મુજબ શરુ કરી શકે છે.

**સાહિત્યકારો માટે દિવાળીનું મહત્વ :-** આ ભાગ જ્યારે વિકિપીડિયા પર જોવા ના મળ્યો ત્યારે લાગી આવ્યું અને જાતે લખવાનો વિચાર કર્યો. ખરેખર દિવાળી સાહિત્યકારો માટે પણ હજારો રંગો લઇ આવે છે. જેની માહિતી આપવાની મારે જરૂર નથી. રોજ અખબાર પેપરોમાં તમે જોઈ જ રહ્યા હશો. અવનવા લેખો, આર્ટીકલો, અને વાર્તાઓ તેમજ આપણા વિષયની ઘણી શકાતી કવિતા અને ગજલો પણ લખાય છે. ખરેખર આ રંગોમાં જીવીને સાહિત્યકારને લખવાની જે પ્રેરણાઓ મળે છે. એના કારણે ઘણું બધું સર્જન થતું હોય છે. તો ગમે તે રીતે ઘણો પણ સૌથી વધુ મહત્વ તો દિવાળીનું કવિ, લેખકો અને ગઝલકારો પાસેતી જ સમજાય છે.

સંકલન – સુલતાન સિંહ

[ નોધ – છેલ્લી સાહિત્યકારના મહત્વ સિવાયનું બધું જ વિકિપીડિયા પરથી લેવાયું છે. ]